પ્રકાશન નં.:૧૦

# પરદો અને લિબાસ


સંપાદક

મૌલાના મુહમ્મદ ઇદ્રીસ મુહમ્મદયુસુફ ગુણીયા



પ્રકાશક

જામેઆહ રહમાનિયા ઈસ્લામિયા

વણાંકપુર, ગોધરા. જિ.પંચમહાલ - ૩૮૯૦૦૧

મો.નં. +91- 98244 84413

પ્રકાશન નં. ૧૦

# પરદો અને લિબાસ

**સંપાદક**
(મૌલાના) મુહમ્મદ ઈદરીસ મુહમ્મદ યુસુફ ગુણીયા
(ગોધરા)

**પ્રકાશક**
જામેઆ રહમાનિયા ઈસ્લામિયા (દારૂલ ઉલૂમ) વણાંકપુર,
ગોધરા. જિ.પંચમહાલ - ૩૮૯૦૦૧

પુસ્તકનું નામ : પરદો અને લિબાસ
સંપાદક : મુહમ્મદ ઈદરીસ ગુણીયા
કમ્પોઝિંગ : કાસ્મી કમ્પ્યુટર ગોધરા.
મો.નં.૯૯૦૪૧ ૨૧૨૬૫
પહેલી આવૃત્તિ : પ્રત ૨૦૦૦
બીજી આવૃત્તિ : ૨૦૦૦
પ્રકાશન વર્ષ : ૨૦૧૪ ઈ.સ. /૧૪૩૫ હી.સ.

**પ્રકાશક : જામેઆ રહમાનિયા ઈસ્લામિયા દારૂલ ઉલૂમ**
**વણાંકપુર, ગોધરા. જિ.પંચમહાલ - ૩૮૯૦૧૧**

## વિના મુલ્યે મેળવવા માટે સંપર્ક કરો

(૧) મુહમ્મદ ઈદરીસ ગુણીયા
જામેઆ કન્ઝુલ ઉલૂમ, ખાનજહાન દરવાજા,
જમાલપુર અમદાવાદ. ૩૮૦૦૦૧
મો.નં. ૭૬૯૮૩ ૬૪૬૨૧

(૨) હાફિઝ ઉમરફારૂક ગીતેલી સા.
મો.નં. ૯૯૨૪૬ ૮૨૫૪૭

જે કોઈ મુસલમાન ભાઈ મર્હૂમીનના ઈસાલે સવાબ માટે છપાવી વિના મુલ્યે વહેંચવા માંગતા હોય તેઓ સંપાદકનો સંપર્ક કરે.

# અનુક્રમણિકા

બિસ્મિહી તઆલા

# દુઆના શબ્દો

## હઝરત અકદસ મુફતી અહમદ ખાનપુરી સા. દા.બ.

અઝીઝમ સલ્લમહુલ્લાહુ તઆલા વ આફાહુ

અસ્સલામુ અલયકુમ વ. વ.

આપકા મુઅર્રખા ૭, જુમાદલ ઉખ્રા કા ખત મિલા જિસસે યે માલુમ હોકર મસર્રત હુઇ કે આપ દો અલગ અલગ ઉન્વાનાત પર મુખ્તલિફ કિતાબોં સે ઇલ્મી મવાદ જમા ફરમા કર તરતીબ દે રહે હૈ ઔર તરતીબ કા કામ મુકમ્મલ હોને કે બાદ કિતાબચા કી શકલમેં શાએઅ્ કરને કા ઈરાદા ભી રખતે હૈ. પેહલા ઉન્વાન ''પરદા ઔર લિબાસ'' કા હૈં ઔર દુસ્રા ઉન્વાન ''જાદુ ઔર જ્યોતિષી '' કા હૈ. ઈન દોનો ઉમૂર મેં આજકલ બહુત સે મુસલમાન ભાઈ બહેન ખિલાફે શરઅ્ ચીઝોં કે મુરતકિબ હે, અલ્લાહ કરે આપ કે દોનો કિતાબચે ઈસ સિલસિલેમેં ઉન કી શરઇ રહનુમાઈ ફરમાકર ઉન કો ખિલાફે શરઅ્ ઉમૂર સે બાઝ રખને કા ઝરીઆ બને. દુઆ કરતા હું. ફકત વસ્સલામ

અહ્‌મદ ખાનપુરી નહીં પણ:

અમ્લાહુ

(હઝરત અકદસ મુફતી) અહમદ ખાનપુરી (સા.)

# અભિપ્રાય
# મુફતી ઈબ્રાહીમ આછોદી સા. (દા.બ.)
# ઉસ્તાદે હદીષ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

અઝીઝમ મોહતરમ મૌલાના ઈદ્રીસ સા.

માશાઅલ્લાહ આપ કા રિસાલા દેખકર બહોત ખૂશ હુઆ. આજ કે ઝમાને મેં ઈસ ચીઝ કી ઝરૂરત થી આપને ઈસ પર કલમ ઉઠાયા, આજ બે-પર્દગી ઔર ખિલાફે શરઅ લિબાસ આમ હોતા જા રહા હે, ઐસે મૌકે પર આપ કા યે રિસાલા લોગો કે લીયે બહોત મુફીદ હોગા. અલ્લાહ તઆલા સબ કો ઈસ રિસાલે સે ઝિયાદા સે ઝિયાદા ફાયદા ઉઠાને ઔર ઈસ પર અમલ કરને કી તૌફીક નસીબ ફરમાએ.

ફકત વસ્સલામ

(હઝરત મુફતી) ઈબ્રાહીમ આછોદી સા. (દા.બ.)

ઉસ્તાદે હદીષ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

# અભિપ્રાય
# મૌલાના અહમદ હુસૈન પટણી મઝાહિરી દા.બ.
# મોહતમિમ વ શૈખુલ હદીષ કન્જુલ ઉલૂમ જમાલપુર અમદાવાદ

ઈસ્લામ એક મુકમ્મલ દીન ઔર મુસ્તકીલ તેહઝીબ હૈ. એક ઐસા દીન હૈ જો ઝિંદગી કે હર શોઅબે મે ઈન્સાન કી રેહનુમાઇ કરતા હૈ. ઉસને ઈબાદત મુઆમલાત, અખ્લાક ઔર મુઆશરત મે સે કોઈ એસી ચીજ નહી છોડી જિસ્કે બારે મે રેહનુમાઇ ન કી હો. સુબ્હ ઉઠને સે લેકર રાતકો સોને તક બચપન સે લેકર જવાની ઔર મૌત તક ઈન્સાન કી ઝિંદગી મે જો મરાહિલ આ સકતે હૈ. હર મરહલે કે લિયે હિદાયત ઔર રેહનુમાઈ મોજૂદ હે.

ઈન્સાનકી બુન્યાદી ઝરૂરતો મે સે એક ઝરૂરત લિબાસ હે. શરીઅત મુતહહરહ ને લિબાસ કે બારે મે તફસીલી અહકામ દીયે હૈ. મુહદ્દીસીનને અહાદીષ કી કિતાબો મે ‘‘કિતાબુલ્લિબાસ’’ કે નામ સે મુસ્તકીલ હદીષે જમા ફરમાઈ હૈ. એસે લિબાસ કો પેહન્ને સે મના કીયા ગયા હૈ. જો સાતિર ન હો. બદન કે નશેબો ફરાઝ કો ઝાહિર કરનેવાલા હો. ગેર મુસ્લિમોસે મુશાબહત રખનેવાલા હો. નિઝ કુર્આન ઔર હદીષ મે ઓરતો કો પરદે કા હુકમ દીયા ગયા હે. પરદા ઈસી તરહ ફર્ઝ હે, જિસ તરહ નમાઝ, રોઝા વગેરહ. લેકીન આજ કલ હમારી માં-બેહનો સે ઈસકા રિવાજ ખતમ હો ચુકા હૈ. બલ્કે બેપરદગી આમ હોતી જા રહી હે

ઔર મુઆશરહ અખ્લાક કે એતેબાર સે ઈન્તિહાઈ પસ્તી કી તરફ જા રહા હૈ. જિસકો હમ અપની સગી આંખો સે દેખ રહે હૈ.

અલ્લાહ તઆલા જઝાએ ખૈર દે મૌલાના ઈદ્રીસ સા. ગોધરવી ઉસ્તાદ જામિઅહ કન્ઝુલ ઉલૂમ કા જિન્હોને ઈસ કિતાબચે મે માં-બહેનો કે લિયે લિબાસ ઔર પરદે સે મુતઅલ્લિક મુખતસર મગર અહમ બાતો કો મુઅસ્સિર અંદાઝ સે મુખ્તલિફ કિતાબો સે જમા કીયા હૈ.

માં-બહેનો કો ચાહીયે કે ઈસ કિતાબ કો ધ્યાન સે પઢે ઔર ઉસ્મે બયાન કી ગઈ બાતો પર અમલ કરેં.

મેં અલ્લાહ તઆલા સે દુઆ કરતા હું કે ઈસ કિતાબ કો સબકે લીયે નાફે બનાએ ઔર ઈસ કિતાબ કે મુરત્તીબ કો જઝાએ ખૈર દે. ઔર મઝીદ ઐસે મુફીદ કામો કી ઈખ્લાસ કે સાથ કરને કી તૌફીક અતા ફરમાએ.

(મૌલાના)અહમદ હુસૈન મઝાહિરી (દા.બ.)

# અભિપ્રાય
## મૌલાના અ.સત્તાર સા. ભાગલિયા દા.બ.
## મોહતમિમ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

બિસ્મીહી તઆલા

હયા ઈમાન કા એક અહમ શોઅબા હૈ. હદીષ મે હે ''અલ્ હયાઉ શોઅબતુમ મિનલ ઈમાન'' હયા હાસિલ કરને કે અસ્બાબ મે સે પરદા ઔર લિબાસ હૈ. જબ તક ઔરતે પરદે ઔર લિબાસ કે સિલસિલે મેં શરીઅત કે અહકામ ઔર ઉસૂલ કી પાબંદ રહેગી તબ તક ઉન્મે હયા બાકી રહેગી. ઔર જબ ઔરતે પરદે ઔર લિબાસ કે સિલસિલે મેં શરીઅત કે અહકામ ઔર ઉસૂલ પર અમલ કરના છોડ દેગી તો ઉન્મે સે હયા નિકલ જાએગી. અઝીઝમ મૌલાના ઈદરીસ સાહબ ને ઈસ ઉન્વાન પર બેહતરીન લિખા હે. મુતફર્રિક જગહો સે દેખને કા મોકા મિલા, દેખકર બડી ખુશી હુઈ. અલ્લાહ તઆલા ઉન્કી ઈસ જદો જહદ કો કબૂલ ફરમાવે ઔર ઉમ્મત કો ઈસ કિતાબ સે ફાયદા ઉઠાને કી તૌફીક નસીબ ફરમાવે.

ફકત વસ્સલામ

(મૌલાના) અ.સત્તાર (સા.) ઉફિય અન્હુ

મોહતમિમ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

# પ્રસ્તાવના

મુસલમાન મા-બહેનોને પરદો કરવાનો આદેશ અલ્લાહ તઆલાએ કુર્આનમાં આપ્યો છે.કુર્આન ની ઘણી બધી આયતોમાં પરદા વિશે માર્ગદર્શન આપવામાં આવ્યું છે. શરીઅતનો કાયદો છે કે જે કાર્ય કરવાનો આદેશ કુર્આનમાં આપવામાં આવ્યો હોય તે ફર્ઝ અને જરૂરી થઈ જાય છે. નમાઝ પઢવાનો આદેશ અલ્લાહ તઆલાએ કુર્આનમાં આપ્યો છે એટલે નમાઝ પઢવી ફર્ઝ છે. રમઝાનના રોઝા રાખવાનો આદેશ કુર્આનમાં છે એટલે રોઝા રાખવા ફર્ઝ છે. ઝકાતનો આદેશ કુર્આનમાં છે એટલે ઝકાત માલદારો ઉપર ફર્ઝ છે. હજ્જનો આદેશ કુર્આનમાં છે એટલે હજ્જ માલદારો ઉપર ફર્ઝ છે. એવી જ રીતે માં-બહેનોને પરદો કરવાનો પણ આદેશ કુર્આનમાં આપવામાં આવ્યો છે તેથી પરદો કરવો પણ માં-બહેનો માટે ફર્ઝ છે. અને જેવી રીતે નમાઝ ન પઢવી, રોઝા ન રાખવા, ઝકાત ન આપવી, હજ્જ ન કરવુ મોટો ગુનોહ છે એવી જ રીતે પરદો ન કરવો પણ મોટો ગુનોહ છે. આ કારણે જ પરદો ન કરનાર સ્ત્રીઓ માટે અહાદીષમાં સખત વઈદોનું વર્ણન કરવામાં આવ્યું છે. અને અઝાબની ધમકીઓ આપવામાં આવી છે. પરંતુ આજ કાલ સ્ત્રીઓ પરદા પ્રત્યે કોઈ ખાસ ધ્યાન આપતી નથી અને ઘણી સ્ત્રીઓ કાંતો પરદો કરતી જ નથી અથવા પરદો કરે છે તો તે શરીઅત મુજબ

હોતો નથી. એવી જ રીતે લિબાસ અને પોષાકમાં પણ ઘણી સ્ત્રીઓ શરીઅતના આદેશોનું ઉલ્લંઘન કરે છે. જ્યારે કે લિબાસ કેવો હોવો જોઈએ? શરીઅતમાં તેના વિશે પણ જાણકારી આપવામાં આવી છે. અને શરીઅતના આદેશો વિરૂદ્ધ લિબાસ પહેરવા પર દોઝખ સુધીની વઈદો ફરમાવવામાં આવી છે.

માં-બહેનોને પરદા અને લિબાસ વિશે માહિતી પુરી પાડવાના ઉદ્દેશ્યથી સરળ ગુજરાતી ભાષામાં આ પુસ્તિકા લખવામાં આવી છે. માં-બહેનોથી ગુજારિશ છે કે આ પુસ્તિકા વાંચી તેની ઉપર અમલ કરે અને બીજી માં-બહેનોને અમલ કરવા પ્રેરીત કરે. આ વાત ને ઘ્યાનમાં રાખવામાં આવે કે આ જીવન તો એક ને એક દિવસે ખત્મ થઈ જશે અને આપણે મોતના મુખમાં ધકેલાઈ જઈશું અને મોત પછીના જીવન (આખેરત)માં બધા જ કાર્યોનો હિસાબ આપવાનો છે. જો સારા કાર્યો કર્યા હશે તો તેનો પુરે પુરો બદલો આપવામાં આવશે. અને જો ખરાબ કાર્યો કર્યા હશે અને શરીઅતના આદેશોનું પાલન નહી કર્યું હોય તો તેની સજા પણ આપવામાં આવશે. હોંશિયાળ માણસ તે જ છે જે આખેરતના હંમેશના જીવન માં સફળતા પ્રાપ્ત કરવા માટે કામ માં લાગી જાય. અલ્લાહ તઆલા આપણને સૌ ને અમલ કરવાની તૌફીક આપે.

# આભાર

હું સૌપ્રથમ તે ખુદાનો આભાર માનું છું જે માલિકે મને આ નેક કાર્ય કરવાની તૌફીક અર્પણ કરી તેની તૌફીક વગર કોઇ કાર્ય પુર્ણ થઈ શકતું નથી. પછી હું મારા માતા-પિતાનો આભાર વ્યક્ત કરૂ છું જેઓએ મને ઇલ્મેદીન પ્રાપ્ત કરવાનો અવસર આપ્યો પછી હું તે મહાન ઔલમા (પીરો મુર્શિદ હઝરત અકદસ મુફતી અહમદ ખાનપુરી સા. દા.બ., હઝરત મુફતી ઈબ્રાહીમ સા. આછોદી દા.બ., મૌલાના અહમદ હુસેન પટણી સા. દા.બ.હઝરત મુફતી યહ્યા સાહબ મસ્તાન (ખલીફા હઝરત અકદસ મુફતી અહમદ ખાનપુરી સા.) મૌલાના અ.સત્તાર ભાગલીયા દા.બ.) નો આભાર માનુ છું જેઓએ પોતાના મુલ્યવાન સમયમાંથી થોડો સમય ફાળવી કિતાબ વિશે પોતાના અભિપ્રાયો રજુ કરી દુઆઓ આપી, અલ્લાહ તઆલા આ સૌને અને બીજા સહકાર કરનારાઓ(ઉસ્તાદે મોહતરમ મૌલાના ઈબ્રાહીમ ભાગલીયા સા., મુખ્લિસ દોસ્ત મૌલાના ઈરફાન પટેલ સા., મૌલાના ઈમરાન રલીયા, હાફિઝ ઉમરફારૂક ગીતેલી સા.)ને દુન્યા-આખેરતમાં બેહતરીન બદલો નસીબ ફરમાવે અને મારી આ કિતાબ કબૂલ ફરમાવી લોકોને અમલ કરવાની તૌફીક આર્પણ કરે.

મુહમ્મદ ઈદરીસ મુહમ્મદ યુસુફ ગુણિયા
(ગોધરા)

# પરદો

અલ્હમ્દુલિલ્લાહી કફા વસલામુન અલા ઈબાદિહીલ્લઝીનસ્તફા અમ્મા બાદ!

સ્ત્રીઓની ઈસ્મત(શિયળ) અને ઈફ્ફત(પવિત્રતા)ની સુરક્ષા તથા સમાજની નૈતિક પવિત્રતા માટે સૌથી મહત્વની વાત આ છે કે સ્ત્રીઓનો પુરૂષો સાથે ઓછામાં ઓછો મેળાપ થાય, જેનો સૌથી સારો ઉપાય આ છે કે પોતે સ્ત્રીઓ શરઈ જરૂરત વિના ઘરમાંથી બહાર ન નિકળે. કારણ કે એમનુ વધુ પડતુ ઘર માંથી બહાર નિકળવું ના-મહરમો(પારકા પુરૂષો) સાથે મિલન સખત ફિત્નાનું કારણ બને છે. આ જ કારણે કુર્આન મજીદે મુસ્લિમ સ્ત્રીઓને પોતાના ઘરોમાં ટકી રહેવાનો ખાસ હુકમ આપ્યો છે. અલ્લાહ તઆલા નો ઈરશાદ છે

હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પત્નિઓ! તમે સામાન્ય સ્ત્રીઓ જેવી નથી, જો તમે અલ્લાહ તઆલાથી ડરનારી હોવ તો પર પુરૂષ સાથે નરમીથી વાત ન કરો જેથી તે માણસ જેના દિલમાં કોઈ પ્રકારનો રોગ(અને બદી) હોય તે લાલચ પેદા ન કરે, અને કાયદા અનુસાર વાત કહો તથા પોતાના ઘરોમાં ટકીને રહો અને અગાઉના જહાલતયુગની માફક શણગારનું પ્રદર્શન કરતા ન ફરો, અને નમાઝ કાયમ કરો

અને ઝકાત આપતા રહો અને અલ્લાહ તઆલા તથા તેના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની વાત માનતા રહો, એ પયગમ્બર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના પરિવારજનો! અલ્લાહ તઆલા ઈચ્છે છે કે તમારાથી (ગુનાહ અને નાફરમાનીની) ગંદગી દુર કરી દે અને તમને બિલ્કુલ દરેક રીતે પાક-સાફ કરી દે. (અલ અહઝાબ : ૩૨-૩૩)

આ આયતથી બે મહત્વના અહકામ સ્પષ્ટ થાય છે.

(૧) પ્રથમ આ કે સ્ત્રીઓને નામહરમ પુરૂષો સાથે વાત કરતી વખતે સાવચેતી થી કામ લેવુ જોઈએ. પોતાની વાણી અને ઢબછબ માં નરમાશ અને મીઠાશ ઉત્પન્ન ના કરે અને જરૂરત વિના વાતો મઠારે નહી, જેથી કોઈ રોગિષ્ઠ અને અનિષ્ટ માણસ એના વિશે ખરાબ ખ્યાલ લાવવાની નિડરતા ના કરે.

(૨) બીજો મહત્વંત હુકમ આ ફલિત થયો કે સ્ત્રીઓના પરદાની સૌથી સુંદર રીત આ છે કે તે પોતાના ઘરોમાં ટકીને રહે અને કોઈ ખાસ જરૂરત વિના બહાર ન નિકળે.

સામાજિક પવિત્રતા અને પરદાના અનુસંધાનમાં શરીઅતનો એક અગત્યનો હુકમ આ છે કે સ્ત્રીઓ જરૂરત વગર ઘરોમાંથી બહાર ન નિકળે કારણ કે એમનું બહાર નિકળવું જ ફિત્નાઓને દ્રાર ખોલી આપે છે. અહાદીષમાં આ વિષય ઉપર

ઘણીજ તાકીદ કરવામાં આવી છે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર(રદિયલ્લાહુ અન્હુ) હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે સ્ત્રીઓ છુપાવી રાખવાની વસ્તુ છે. અને બેશક જયારે તે ઘરેથી બહાર નિકળે છે તો શયતાન તેની તાકમાં લાગેલો રહે છે. અને આ વાત નિશ્ચિત છે કે સ્ત્રી અલ્લાહ તઆલાથી સૌથી નજીક ત્યારે થાય છે જયારે તે પોતાના ઘરમાં રહે છે. (તબરાની)

હકીકત આ છે કે સ્ત્રી જયા સુધી પોતાના ઘરમાં રહે છે ત્યાં સુધી તે દરેક પ્રકારના ફિત્નાથી સુરક્ષિત રહે છે. પરંતુ જયારે તેનો કદમ જરૂરત વગર બહાર નિકળે છે તો શયતાનનો સૌથી વધુ હાથો બનવાની પાત્રતા પણ તેમાંજ હોય છે. આ જ કારણે એક હદીષમાં ઈરશાદ ફરમાવ્યો છે કે સ્ત્રી જયારે નામહરમ પુરૂષની સામે આવે છે તો શયતાનના રૂપમાં આવે છે. (અબુ દાઉદ)

અન્ય એક હદીષમાં હઝરત મુઆઝ(રદી) હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે સ્ત્રીઓના ફિત્નાથી બચો કારણ કે ઈબ્લીસ શયતાન ઘણોજ સમજદાર શિકારી છે અને તે સૌથી વધુ કામિયાબ શિકાર સ્ત્રીઓ દ્વારા રમે છે. (મિશ્કાત)

બીજી એક હદીષમાં છે દુનિયા મીઠી અને લીલીછમ છે. અને અલ્લાહ તઆલાએ તમને એમા નાયબ બનાવ્યા છે. તે જુએ છે કે તમે શું કરી રહ્યા છો? તમને જોઈએ કે દુનિયાની મુહબ્બત

થી બચો. સ્ત્રીઓના ફિત્નાથી બચો કારણ કે બની ઈસ્રાઈલ માં સૌથી પહેલો ફિત્નો સ્ત્રીઓ દ્રારા જ ઉત્પન્ન થયો હતો.

સ્ત્રીઓનું પોતાના ઘરોમાં ટકી રહેવુ અને જરૂરત વિના સહેલ સપાટા કરવા, મોજ મજા માણવા તથા ખરીદ-વેચાણ કરવા ન નિકળવુ એ એક એવી ખુબી છે કે જે સ્ત્રીની સ્વભાવગત હયાનો તકાદો છે. અને તેની પાક દામની ની હિફાઝત માટે જરૂરી છે.

હઝરત અલી(રદિયલ્લાહુ અન્હુ) બયાન ફરમાવે છે કે એક વાર હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સહાબએ કિરામ(રદિયલ્લાહુ અન્હુમ)થી પુછયું સ્ત્રી માટે સૌથી સારી વસ્તુ શું છે? કોઈએ જવાબ ન આપ્યો, ત્યાર બાદ જયારે હું ઘરે ગયો તો મે ફાતિમા(રદિયલ્લાહુ અન્હા)થી તે જ સવાલ કર્યો તો એમણે કહ્યું કે સ્ત્રી માટે સૌથી સારી વસ્તુ આ છે કે તે પુરૂષોની નજરોથી મહફૂઝ રહે. મેં હુઝૂરે અકદસ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સમક્ષ હઝરત ફાતિમા(રદિયલ્લાહુ અન્હુ)નો જવાબ અરજ કર્યો તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો બેશક ફાતિમા(રદિયલ્લાહુ અન્હુ) મારા બદનનો ટુકડો છે. (કશ્ફુલ અસ્તાર)

એક અન્ય હદીષમાં હુઝૂરે અકદસ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે મારી ઉમ્મતની સ્ત્રીઓનો બેહતરીન અમલ એકાંતવાસનુ સેવન અને પુરૂષોથી વેગળા રહેવુ છે.

સ્ત્રીઓને ઘરોમાં ટકી રહેવાની એટલી પ્રેરણા આપવામાં આવી છે કે નમાઝ અને જિહાદ (જ્યારે જરૂરત ન હોય) જેવી અગત્યની ઈબાદતો તથા જનાઝા અને દફન જેવી અગત્યની જરૂરતોમાં પણ તેમનુ શામેલ થવાને પસંદ કરવામાં આવ્યુ નથી.

ઉપરોકત અહાદીષથી સ્પષ્ટ થયું કે મુસલમાન સ્ત્રીઓ જરૂરત વિના ઘરથી બહાર ન નિકળે અને જો કોઈ સખત જરૂરત હોય જેમ કે હજ્જ, માં-બાપની ઝિયારત, રિશ્તેદારો ની ઈયાદત, રિશ્તેદારોમાંથી કોઈના મોત ઉપર, શાદી વિવાહના મોકા પર નિકળવુ પડે તો જહાલત યુગની રીત ભાત અપનાવીને બેધડક અને બેપરદા ન નિકળે, બલ્કે પરદાની સંપૂર્ણ પાબંદીની સાથે એવી રીતે નિકળે કે તેના શરીરનો કોઈ અંગ નજરે પડે નહી. ચહેરો છુપાવીને હાથ-પગના મોજા પહેરીને નિકળે. બુરકો એવો હોવો જોઈએ કે તે સ્ત્રીના પુરા શરીરને છુપાવી દે.

**આજ કાલ જે બુરકાઓનો ઉપયોગ કરવામાં આવે છે તેમા પરદાની જગ્યાએ વધારે બે પર્દગી થાય છે. આ બુરકો પોતે આકર્ષણનું કેન્દ્ર બની જાય છે. જેવી રીતે લિબાસ ચુસ્ત ન હોવો જોઈએ એવી રીતે બુરકો પણ એવો ચુસ્ત ન હોવો જોઈએ કે જેનાથી શરીરની ઉંચ નીચ જાહેર થઈ જાય. એવી જ રીતે બુરકો એવો હોવો જોઈએ કે**

**જેનાથી ગર્દન અને ગળાનો ભાગ પણ ઢંકાઇ જાય. બુરકો એટલો સાદો સીધો હોવો જોઇએ કે પરદાનો હેતુ પ્રાપ્ત થઇ જાય કે કોઇની નજર તેના શરીરના કોઇ અંગ પર ન પડે અને કોઇ ને આકર્ષવાનું કારણ ન બને.**

હવે નીચે માં-બહેનો માટે ઘરથી બહાર નિકળવાના આદાબનું વર્ણન કરવામાં આવે છે.

સ્ત્રીઓ માટે ઘરેથી બહાર નિકળવાનો એક અગત્યનો અદબ આ છે કે તેઓ શોભા શણગાર કર્યા વિના અને ખૂશ્બૂ લગાવ્યા વગર ઘરમાંથી બહાર નિકળે.

હઝરત મયમુના બિન્તે સઅદ જે હુઝુર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ખિદમતગાર હતા આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નું કથન નકલ કરે છે કે તે સ્ત્રીની મિસાલ જે પતિ સિવાય બીજાઓ માટે શણગાર કરે છે. કયામતના દિવસે તે અંધારા જેવી છે જેમા કોઇ રોશની નહી હોય.

આજે વધારે પડતી સ્ત્રીઓ પોતાના પતિ માટે શણગાર કરતી નથી. ઘરમાં મેલી અને ગંદી રહે છે. અને જયારે બહાર નિકળવાનો સમય આવે છે તો શણગાર કરીને નિકળે છે. હાલાં કે ખરેખર તો પોતાના પતિ માટે શણગાર કરવુ જોઇએ આવી સ્ત્રીઓ વિશે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે સ્ત્રીઓ કયામતના દિવસે અંધારામાં રહેશે. કયામતના દિવસે ચારેકોર

અંધારુ હશે અને પુલ સિરાત પાર કરવા માટે રોશનીની જરૂરત પડશે જે લોકોએ નેક કાર્યો સાથે જીવન પસાર કર્યુ હશે તેઓ માટે રોશની ઉત્પન્ન થઇ જશે અને તેઓ આ રોશનીમાં પુલ સિરાત પાર કરી દેશે પરંતુ તે સ્ત્રીઓ જેઓ પતિ સિવાય બીજાઓ માટે શણગાર કરતી હશે તેઓ માટે કોઇ રોશની નહી હોય તેના લીધે તેઓ માટે પુલ સિરાત પાર કરવામાં મુશ્કેલી પડશે.

એક અન્ય હદીષમાં હઝરત મયમુના(રદિયલ્લાહુ અન્હા) હુઝુર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નું ફરમાન નકલ કરે છે કે જે કોઇ સ્ત્રી પણ (શણગાર કરીને) ખુશ્બુ લગાડીને ઘરથી બહાર નિકળે છે અને પુરુષ તેને નિહાળે છે તો અલ્લાહ તઆલા તેનાથી સતત નારાજ રહે છે, અહીંયા સુધી કે પોતાના ઘરે પાછી આવી જાય. (તબરાની)

એક અન્ય હદીષમાં હઝરત અબુમુસા(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઇરશાદ ફરમાવ્યો કે નજર નાંખનારી પ્રત્યેક આંખ ઝિના કરે છે. અને જયારે કોઇ સ્ત્રી ખૂશ્બૂ લગાડી પુરૂષોની મજલિસ પાસેથી પસાર થાય તો તે આવી ને તેવી છે અર્થાત ઝિનાકાર છે. (અબુ દાઉદ)

એક હદીષમાં છે કે જે સ્ત્રી ખૂશ્બૂ લગાડીને પુરૂષોની પાસેથી પસાર થાય છે જેથી તેઓ એની ખૂશ્બૂ નો લહાવો માણે તો તે સ્ત્રી ઝાનિયહ છે અને પ્રત્યેક આંખ (જે તેને જુએ) ઝિનાકાર છે.

(નસાઇ)

નોંધ : ખૂશ્બુ લગાડનાર સ્ત્રી સાથે વઈદમાં તે સ્ત્રી પણ શામેલ થઈ જશે જે કોઈ પણ પ્રકારની શોભા-શણગાર કરી બહાર નિકળે અને પુરૂષોને પોતાની તરફ આકર્ષે છે.

હઝરત આઈશા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે એક વખત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મસ્જિદમાં બેઠા હતા કે મુઝયનહ કબીલાની એક સ્ત્રી શોભા શણગાર વાળા કપડા પહેરીને મટકતી મટકતી આવી તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઈરશાદ ફરમાવ્યો એ લોકો! પોતાની સ્ત્રીઓને શોભા-શણગાર વાળો લિબાસ પરિધાન કરવાથી અને મસ્જિદમાં મટકવાથી રોકો કારણ કે બની ઈસ્રાઈલ ઉપર ત્યાં સુધી લાનત કરવામાં આવી ન હતી, જયાં સુધી કે એમની સ્ત્રીઓ શોભા-શણગાર નો લિબાસ પહેરવાનું અને મસ્જિદો સુદ્ધામાં મટકવાનું અપનાવ્યું ન હતું. (ઈબ્ને માજા)

આ હદીષથી સ્પષ્ટ થયું કે સ્ત્રીઓનું શોભા-શણગાર સાથે નિકળવું લાનત ને પાત્ર છે.

સ્ત્રીઓને ઘરેથી નિકળવા માટે એક અદબ આ પણ શિખવવામાં આવ્યો છે કે તેઓ પતિની પરવાનગી વિના ઘરેથી બહાર નિકળે નહી.

હઝરત મુઆઝ(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે

જે સ્ત્રી પણ અલ્લાહ તઆલા અને કયામતના દિવસ પર ઈમાન ધરાવે છે તેના માટે જાઇઝ નથી કે તે પોતાના પતિના ઘરમાં તેની પરવાનગી વિના કોઈને આવવા દે અને પતિની મરજી વિના ઘરેથી બહાર નિકળે અને આ બાબતમાં તે કોઈની વાત ન માને. (તબરાની)

હકીકત છે કે ઘરેથી નિકળવા માટે પતિની પરવાનગી મેળવવી એક એવો નિયમ છે કે જે સ્ત્રીને પાક દામન અને શિલવાન રહેવામાં ખુબજ  સહાય કરે છે. જે સ્ત્રીઓ પોતાના પતિઓની રજા વિના જયાં ચાહે ત્યાં આવતી જતી રહે છે અને જેને ચાહે તેને ઘરે બોલાવતી રહે છે તેમના અખ્લાક અને કર્તવ્યો દિવસે-દિવસે બગડતા જાય છે. અને તે ગુનાહોની ખીણમાં ધકેલાતી જાય છે.

એક હદીષમાં હઝરત અનસ(રદિયલ્લાહુ અન્હુ) રિવાયત કરે છે કે હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો જે સ્ત્રી પણ પતિના ઘરેથી રજા વગર નિકળે છે તો અલ્લાહ તઆલા તેનાથી નારાજ રહે છે અહીંયા સુધી કે ઘરે પાછી આવી જાય અથવા પતિ તેનાથી રાજી થઈ જાય. (કન્ઝુલ ઉમ્માલ)

સ્ત્રીની નામૂસ (શિલતા) અને પ્રતિષ્ઠાની હિફાઝત માટે શરીઅતે આ હુકમ પણ આપ્યો છે કે જયારે તે લાંબો પ્રવાસ કરે તો એકલપંડે ન કરે બલ્કે મહરમ (પિતા, દાદા, નાના, પતિ, પુત્ર, પૌત્ર, નવાસા, ભાઈ, ભત્રીજા, ભાણા, મામા, કાકા, સસરા (જો ફિત્નાનો ભય ન હોય), દુધ શરીક ભાઈ અથવા દુધ

શરીક રિશ્તેદાર) સાથે કરે આ જ રીતે તે ફિત્નાઓથી સુરક્ષિત રહી શકે છે.

હઝરત અબુ સઈદ ખુદરી(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે હુઝુર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો ''જે સ્ત્રી અલ્લાહ તઆલાના અને કયામતના દિવસ પર ઈમાન ધરાવે છે તેને જોઈએ કે ત્રણ દિવસ અથવા તેનાથી વધારે અંતર નો સફર ન કરે, પરંતુ તેની સાથે તેના પિતા, ભાઈ, પતિ, પુત્ર અથવા અન્ય કોઈ મહરમ હોય.''(અબુ દાઉદ)

નોંધ : ત્રણ દિવસ કે તેથી વધુ અંતરથી શરીઅતમાં તે અંતર મુરાદ છે કે તે અંતર ના સફર કરવાના ઈરાદા ઉપર નમાઝ માં કસર કરવાનો હુકમ છે. આજ કાલ ના હિસાબે ૭૮, ૭૯ કિ. મી. જેટલા અંતરનો સફર કરવાનો ઈરાદો હોય તો સ્ત્રી માટે વગર મહરમે સફર કરવુ જાઈઝ નથી.

સ્ત્રીઓના ઘરેથી બહાર નિકળવાના આદાબ પૈકી એક અદબ આ પણ છે કે સ્ત્રીઓ જયારે રસ્તા પર ચાલે તો પુરૂષોથી અલગ રહીને ચાલે જેની સૌથી સારી રીત આ છે કે તેઓ રસ્તા વચ્ચેથી હટી એક તરફ ચાલે કારણ કે રસ્તા વચ્ચેથી પુરૂષોનું પસાર થવું અનિવાર્ય છે અને મોટા ભાગના વાહનો વચ્ચેથી જ પસાર થાય છે.

હઝરત અબુ સઈદ ખુદરી(રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે એક વાર હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મસ્જિદથી બહાર તશરીફ લાવી રહ્યા હતા અને પુરૂષો અને સ્ત્રીઓ ત્યાંથી પસાર થઈ રહ્યા હતા. માર્ગમાં પુરૂષો અને સ્ત્રીઓ એવી રીતે ચાલી રહ્યા હતા કે (સ્ત્રીઓ પરદામાં હોવા છતાં) પુરૂષો અને સ્ત્રીઓ માર્ગમાં

હળી મળી ગયા હતા (સ્ત્રીઓ એક તરફ ચાલવાને બદલે માર્ગની વચ્ચે પુરૂષોથી ખભે ખભા મિલાવી ચાલી રહી હતી) આ દ્રશ્ય નિહાળી રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો ''એ સ્ત્રીઓ પાછળ રહો તમારા માટે રસ્તાના વચ્ચે ચાલવું યોગ્ય નથી તમે રસ્તાના કિનારે કિનારે ચાલો'' રિવાયત કર્તા કહે છે આ ઈરશાદ પછી સ્ત્રીઓ રસ્તાના કિનારે કિનારે એવી રીતે ચાલતી હતી કે રસ્તાની જમણી અથવા ડાબી બાજુ જો કોઇ દીવાર હોય તો તેને ચોટી જતી હતી અહીંયા સુધી કે ઘણીવાર તેમનું કપડુ દિવારમાં અટકી જતુ હતુ. (અબુ દાઉદ)

અન્ય એક દહીષમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર(રદિયલ્લાહુ અન્હુમા) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે સ્ત્રીઓ માટે સખ્ત લાચારી સિવાય ઘરોમાંથી નિકળવું જાઇઝ નથી અને તેમને કેવળ રસ્તાઓના કિનારે જ ચાલવાનો હક છે. (તબરાની)

સ્ત્રીઓના ઘરેથી બહાર નિકળવાના આદાબ પૈકી એક અદબ આ પણ છે કે તે ખણ ખણતા અને અવાજ પૈદા કરનાર ઘરેણા પહેરીને ન નિકળે અને જો પહેરે તો પોતાના પગ જમીન પર જોર થી અફાળે-પછાડે નહી જેનાથી ઘરેણાની આવાજ ગેર મહેરમ સાંભળી શકે કારણ કે જે રીતે સ્ત્રીઓનું બદન જોવું પુરૂષો માટે જાતીય ઉત્તેજનાનું કારણ બને છે એજ પ્રમાણે તેમણે પહેરેલા ઘરેણાની આવાજ પણ પુરૂષો માટે જાતીય ઉશકેરણી ઉત્પન્ન કરે છે.

હઝરત અબુઉમામા(રદિયલ્લાહુ અન્હુ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે અલ્લાહ તઆલા

ઝાંઝરિયા(ઘુઘરા)ની આવાજ એજ પ્રમાણે ના પસંદ કરે છે જે પ્રમાણે ગાવાની આવાજ, અલ્લાહ તઆલા ગાવાવાળાને એવી સજા કરશે જેવી કે સંગીતથી રસ ધરાવનાર ને કરશે અને અવાજવાળા ઝાંજર તો માત્ર તે જ સ્ત્રી પહેરી શકે છે જે અલ્લાહ તઆલાની રહમતથી દુર હોય. (ફિરદૌસ દયલમી)

જયારે ઘરેણાની અવાજ ગેર મહેરમને સંભળાવવાનું નાજાઈઝ છે તો ખુદ સ્ત્રીની અવાજ સંભળાવવાનું એના થી પણ વધુ કડક રીતે નાજાઈઝ લેખાશે, આ જ કારણે સ્ત્રીની અવાજને પણ ઉલમા એ સતરમાં દાખલ માની છે. અર્થાત સ્ત્રી માટે જાઈઝ નથી કે સખ્ત જરૂરત વિના તે પોતાની અવાજ પરપુરૂષોને સંભળાવે.

હઝરત કૈસ બિન ષાબિત(રદિયલ્લાહુ અન્હુ)નું બયાન છે કે એક સહાબી સ્ત્રી જેમનુ નામ ઉમ્મે ખલ્લાદ હતુ હુઝૂરે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ખિદમતમાં પોતાના પુત્ર વિશે જાણકારી મેળવવાના આશયે હાજર થયા. તેમનો પુત્ર કોઈ ગઝવહમાં શહીદ થઈ ગયો હતો. જયારે તેઓ આવ્યા તે સમયે તેઓ એ પોતાના ચેહરા પર નિકાબ(ઘુંઘટ) નાંખેલો હતો. તેમની આ હાલત નિહાળી કોઈ સહાબી(રદિયલ્લાહુ અન્હુ)એ કહ્યું કે તમો પોતાના પુત્રની હાલત જાણવા આવ્યા છો અને નિકાબ નાંખીને આવ્યા છો? હઝરત ઉમ્મે ખલ્લાદ(રદિયલ્લાહુ અન્હા)એ જવાબ આપ્યો જો હું પુત્રના કારણે મુસીબત ગ્રસ્ત છું તો પોતાની શરમ હયાને ખોઈને કદાપિ મુસીબત ગ્રસ્ત બનીશ નહી. હઝરત ઉમ્મે ખલ્લાદ(રદિયલ્લાહુ અન્હા) ના પુછવા પર હુઝૂરે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ જવાબ આપ્યો કે

તમારા પુત્ર માટે બે શહીદોનો સવાબ છે. તેઓએ અરજ કરી યા રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! કેમ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે કારણ કે તેને અહલે કિતાબે કતલ કર્યા. (અબુ દાઉદ)

ઉપરોકત હદીષથી એક તરફ આ સ્પષ્ટ થયું કે હઝરત ઉમ્મેખલ્લાદ (રદિયલ્લાહુ અન્હા) એ તમામ લોકોથી જેમાં હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પણ શામેલ હતા. નિકાબ નાંખી પરદો કર્યો, તો બીજી તરફ આ પણ સ્પષ્ટ થયું કે સહાબી ઓરતોમાં હયાનું કેટલુ ઉચ્ચ સ્તર ઉત્પન્ન થઇ ગયુ હતું કે એ આ ખાતૂને કોઇ પણ ઔરત માટે દુનિયાની દ્રષ્ટિએ સૌથી મોટા સદમાના અવસરે પણ શરીઅતના અહકામની પુરે પુરી હિફાઝત ફરમાવી અને જ્યારે એક માણસે આ ઘટના નિહાળીને આશ્ચર્ય વ્યક્ત કર્યું તો તેમણે ફરમાવ્યું કે જો મને પુત્રના મરણનો સદમો પહોંચ્યો છે તો એનો અર્થ આ નથી કે મારી હયા પણ ચાલી ગઈ છે. જાણે હયા ખત્મ થઈ જવાની મુસીબત પુત્રના મૃત્યુની મુસીબતથી ઓછી નથી.

ઉપરાંત આ હદીષથી આ વાત પણ સ્પષ્ટ થઈ કે પરદાનો હુકમ દરેક હાલતમાં જરૂરી છે. ચાહે રંજ હોય કે ખુશી...કોઇ પણ પરિસ્થિતિમાં ગેર મહરમ પુરૂષની સામે આવવુ જાઇઝ નથી. અમુક લોકો જે આ ગુમાન કરે છે કે રંજ ગમ અને મુસીબત અથવા શાદી-વિવાહ અને ખુશીના પ્રસંગે મુસલમાન શરીઅતના અહકામથી મુક્ત થઇ જાય છે, અને આવા પ્રસંગોએ શરીઅતની પાબંદી તેના શિરે જરૂરી નથી આ ઘણી નાદાની અને જહાલતની વાત છે અમુક ઔરતોનૂં જનાઝો ઘરમાંથી નિકળે ત્યારે દરવાજે આવી જવુ અથવા શાદીના પ્રસંગે ઉલંઘન કરવુ અથવા સફરમાં

સંપુર્ણ રીતે પરદો ન કરવો આ સઘળા કૃત્યો નાજાઇઝ છે.

## નજર સાચવવાનો હુકમ

સમાજને પવિત્ર અને તેને જાતીય અરાજકતાથી બચાવવા માટે શરીઅતે આપેલા આદેશો પૈકી એક મહત્વંત આદેશ નજરને નીચી રાખવાનો છે. કારણ કે વાસ્તવમાં નજર એ સંદેશાવાહકનું કામ કરે છે. અને તેની સાચવણી ન કરવી બદઅખ્લાકી અથવા અનૈતિકતાનુ પ્રથમ પગથિયું છે.

એક હદીષમાં છે કે જે માણસ કોઇ સ્ત્રીના સૌંદર્ય-સ્થળો ઉપર વાસના પુર્વક નજર કરશે તેની બંને આંખોમાં કિયામતના દિવસે ઓગાળેલુ સીસુ (એક ધાતુ) નાંખવામાં આવશે. (અઝઝવાજિર)

એક હદીષમાં છે કે આંખોનો ઝિના (વ્યાભિચાર) નામહરમોને જોવું છે. જીભનો ઝિના નામહરમો સાથે વાત કરવી છે. કાનનો ઝિના નામહરમોની વાત સાંભળવી છે. હાથનો ઝિના નામહરમના શરીરને પકડવુ છે. પગનો ઝિના નામહરમો તરફ ચાલીને જવું છે. અને દિલનો ઝિના ખ્વાહિશ, તમન્ના અને આરઝુ કરવી છે.

એક અન્ય હદીષમાં છે કે જો તમે છ (૬) વસ્તુઓની બાહેધરી આપો તો હું તમારા માટે જન્નતની બાહેધરી આપુ (૧) વાત કરો તો જુઠુ ન બોલો. (૨) અમાનતમાં ખ્યાનત ના કરો. (૩) વચનભંગ ન કરો. (૪) નજરો નીચી રાખો. (૫) હાથોને જુલ્મ અને અત્યાચાર થી બચાવો. (૭) શર્મગાહોની હિફાઝત કરો અર્થાત ઝિના ન કરો. (મુસ્નદે અહમદ)

એક હદીષમાં ફરમાવવામાં આવ્યું છે કે સારી પેઠે જાણી લો કે અલ્લાહ તઆલા તે માણસ ઉપર લાનત વરસાવે છે જે નામહરમોને જુએ છે અને તે માણસ ઉપર પણ લાનત વરસાવે છે જે નામહરમોની સામે પોતાનો દેખાડો કરે છે. (મિશ્કાત)

ઉપરોકત હદીષથી ઘણી વાતો સ્પષ્ટ થાય છે જેમાં વ્યાપક નિયમ રૂપે પ્રત્યેક હરામ નજરને લાનત પાત્ર બતાવી છે. અને ન માત્ર જોવાવાળા પર લાનત મોકલવામાં આવી છે બલ્કે પોતાની ખુશી અને અધિકારથી જે કોઇ પણ પુરૂષ કે સ્ત્રી કોઇ એવા સ્થળે ઉભા હોય જ્યાંથી શરીઅત વિરૂદ્ધ નજર નાંખી શકાય અથવા કોઇપણ પુરૂષ અને સ્ત્રી કોઇ પુરૂષ અથવા સ્ત્રીની સામે તે અંગ ખોલી દે અથવા ખુલ્લુ રહેવા દે જેને જોવુ જોવાવાળા માટે હલાલ ના હોય તો બતાવનારો પણ લાનતપાત્ર છે. જેવી રીતે જોનાર લાનતપાત્ર છે.

ઉપરોકત હદીષનુ વધુ સ્પષ્ટીકરણ આ છે કે કોઇ સ્ત્રી પરદા વિના બજાર, મેળા અથવા પાર્કમાં ગઇ અને પુરૂષોની નજર તેની ઉપર પડે તો તે પુરૂષ અને સ્ત્રી બંને લાનતને પાત્ર છે. કારણ કે આ સ્ત્રીએ પોતે જ પોતાના શરીરને પુરૂષો સમક્ષ રજૂ કર્યું છે. તેવી જ રીતે કોઇ સ્ત્રી દરવાજા, બારી અથવા અગાસીમાં થી બહાર ડોકીયું કરે તો આ સ્ત્રી પણ દ્રષ્ટ નજરને કારણે લાાનતને પાત્ર છે. અને આ પારકા પુરૂષોને જોવાની તક આપવાને કારણે પણ લાનતને પાત્ર છે. એવી જ રીતે કોઇ સ્ત્રી પોતાના ઓટલે પરદા વગર બેસી પરપુરૂષોને જોવાની તક આપે તે પણ લાનતને પાત્ર છે.

નોંધ :-આ વાત યાદ રાખવી જોઇએ કે પુરૂષ માટે તો સ્ત્રીને વાસના (શેહવત અને ખરાબ નિય્યતે) અને વિના વાસનાએ પણ જોવી જાઇઝ નથી જ્યારે સ્ત્રીઓ માટે પુરૂષોને વગર વાસનાએ (શહવત

અને ખરાબ નિય્યત વગર) એ જોવુ જાઇઝ છે. અલબત્ત વાસના સાથે જોવુ દુરૂસ્ત નથી. પરંતુ પરહેઝગારીનો તકાદો એ છે કે સ્ત્રી પરપુરૂષને કોઇપણ સંજોગોમાં જોવાથી દુર રહે.

નજર નીચી રાખાવાના સંદર્ભમાં આ વાત પણ સમજી લેવી જોઇએ કે ઇરાદાપુર્વક નામહરમને જોવુ જાઇઝ નથી જો ઇરાદા અને ઇખ્તિયાર વગર કોઇની ઉપર નજર પડી જાય તો એને એક ધારી નજરે જોવુ અથવા બીજી વાર જોવુ હરામ છે. જેમ કે એક હદીષમાં હઝરત જરીર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી ઇરાદા વિના અચાનક નજર પડી જવા વિશે પુછયું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે સતત અથવા બીજી વાર જોવાને બદલે પોતાની નજર ફેરવી લો. (મુસ્લિમ, તિરમિઝી)

બીજી એક હદીષમાં હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત અલી રદિયલ્લાહુ અન્હુથી ઇરશાદ ફરમાવ્યો એ અલી! તમારા માટે જન્નતમાં મોટો હિસ્સો છે. તમે એક નજર (જે વગર ઇરાદે પડી ગઇ હોય) પછી બીજી નજર ન નાંખો, કારણ કે પહેલી નજર (ઇરાદા વગર અને અચાનક હોવાથી) માફ છે. (મુસ્નદે બઝ્ઝાર)

જેવી રીતે પુરૂષો માટે જરૂરી છે કે તેઓ નામહરમ સ્ત્રીઓને જોવાથી પરહેઝ કરે એજ રીતે સ્ત્રીઓને પણ હુકમ આપવામાં આવ્યો છે કે તેઓ નામહરમ પુરૂષોને જોવાથી પરહેઝ કરે.

ઉમ્મે સલમા રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે કે હું અને હઝરત મયમૂનહ રદિયલ્લાહુ અન્હા અમે બંને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાસે હતા કે અચાનક અબ્દુલ્લાહ ઇબ્ને ઉમ્મે મકતૂમ રદિયલ્લાહુ અન્હુ સામે આવ્યા અને આપ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમની પાસે આવવા લાગ્યા. હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ અંધ હતા. એ કારણે અમો બંનેએ તેઓથી પરદો કર્યો નહી અને અમારી જગ્યાએ બેસી રહ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો એમનાથી પરદો કરી લો, મેં અરજ કરી યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ શું તેઓ અંધ નથી? તેઓ કયાં અમોને જોઈ રહ્યા છે? તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે શું તમે બંને પણ અંધ છો? શું તમે એમને નથી જોઈ રહ્યા? (તિરમિઝી)

ઉપરોક્ત હદીષથી સ્પષ્ટ થયું કે સ્ત્રીઓ શકય હોય ત્યાં સુધી પરપુરૂષો ઉપર નજર ન નાંખે, હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ અંધ હતા. પાકબાઝ સહાબી હતા, હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની બંને પુનિત પત્નીઓ (ઉમ્મે સલમા અને મયમૂનહ રદિયલ્લાહુ અન્હુમા) અત્યંત પાકદામન અને પાકબાઝ હતા તેમ છતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બંને પત્નીઓને પરદો કરવાનો હુકમ ફરમાવ્યો.

નોંધ :- સ્ત્રી પરપુરૂષોને વગર વાસનાએ જોઈ શકે છે. પરંતુ પરહેઝગારી એ છે કે જ્યાં સુધી બની શકે પરપુરૂષો ઉપર નજર ન નાંખે.

## તે પુરૂષો જેમનાથી પરદો કરવો સ્ત્રી ઉપર જરૂરી નથી અને તેઓ સ્ત્રીના હકમાં મહરમ છે.

(૧) પતિ (૨) પિતા (૩) દાદા, પરદાદા (૪) નાના, પરનાના (૫) સસરા (એમાં પતિના બાપ (સસરા) સાથે પતિના દાદા, પરદાદા, નાના, પરનાના સૌ શામેલ છે. (૬) પોતાના પુત્રો જે પોતાની અવલાદમાં છે. (૭) પતિના પુત્રો જે

બીજી કોઈ પત્નીથી હોય. (૮) ભાઈ (એમાં સગા ભાઈ કે બાપ તરફી કે માં તરફી પણ શામેલ છે.(૯) ભત્રીજાઓ (૧૦) ભાણાઓ (૧૧) મુસલમાન સ્ત્રીઓ (૧૨)નાબાલિગ બાળકો.

ઉપર વર્ણવેલ માણસો સામે એક સ્ત્રી પોતાનો ચહેરો, માથુ, વાળ, ગરદન, ગળુ, બાઝુ, પીંડલી ખોલે તો કોઈ વાંધો કે ગુનોહ નથી. અલ્બત્ત પેટ, પીઠ, છાતીઓ અને દુંટીથી લઇ ઘુંટણ સુધીનો ભાગ ખોલવો જાઇઝ નથી. એક નંબરથી લઈ દસ નંબર સુધીના પુરૂષો એક સ્ત્રી માટે મહરમ ગણવામાં આવે છે. તેઓની સાથે હજ્જ, ઉમરાહ તથા અન્ય સફર કરવો જાઇઝ છે. અલ્બત્ત સસરો જવાન હોય અને ફિત્નાનો ભય હોય તો તેમની સાથે સફર કરવુ ઉચિત નથી.

**આના સિવાય બીજા જેટલા રિશ્તેદારો છે જેમ કે કાકાના છોકરા, ફોઈના છોકરા, મામાના છોકરા, માસીના છોકરા, પતિના ભાણેજો, ભત્રીજાઓ, પતિના ભાઈઓ (જેઠ અને દેવર), બનેવી, પિતરાઇ ભાઇ (જેમને લોકભાષામાં ભાઈ કહેવામાં આવે છે.) તેઓ ગેર મેહરમ છે તેમનાથી પરદો કરવો એવી જ રીતે જરૂરી છે જેવી રીતે પરપુરૂષોથી પરદો કરવો જરૂરી છે.**

## સાસરીયાના પુરૂષોથી પરદો કરવાની સખ્ત તાકીદ

એક ઘરમાં રહેતી વ્યક્તિઓ પરસ્પર એટલી હળીમળી

જાય છે કે ઘણીવાર શરીઅતના અહકામ તરફ ધ્યાન જતું જ નથી. આ કારણે દેવર અને જેઠથી કેટલીકવાર પરદાનો પ્રબંધ કરાતો નથી, હાલાં કે શરીઅતે એમનાથી પણ પરદો કરવાનો ઘણી જ સખ્તાઈથી હુકમ આપ્યો છે.

હઝરત ઉકબહ ઈબ્ને આમિર રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે નામહરમ સ્ત્રીઓ પાસે ન જાવ, એક માણસે પુછ્યું યા રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સ્ત્રીની સાસરીના પુરૂષો વિશે શું હુકમ છે? નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે સાસરીના રિશ્તેદારો તો મૌત છે. (બુખારી)

આ હદીષમાં સૌથી વધુ મહત્વની વાત એ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સ્ત્રીના સાસરીના પુરૂષોને મોત સાથે સળખાવ્યા છે. જેનો અર્થ એ છે કે સ્ત્રી પોતાના દેવર, જેઠ અને સાસરીપક્ષના અન્ય પુરૂષો થી સખત પરદો કરે. આમ તો દરેક નામહરમથી પરદો કરવો જરૂરી છે. પરંતુ જેઠ, દેવર જેવા અન્ય રિશ્તેદારો જેવી રીતે પતિના ભત્રીજાઓ, ભાણાઓ સામે આવવાથી એવી રીતે બચવુ જરૂરીછે જેવી રીતે મૌતથી બચવાને જરૂરી સમજવામાં આવે છે.

## ગેરમુસ્લિમ સ્ત્રીઓથી પરદો

ગેરમુસ્લિમ સ્ત્રીઓથી પરદો મુસ્લિમ સ્ત્રીઓ માટે એવી રીતે કરવો જરૂરી છે જેવી રીતે નામહરમ પુરૂષોથી કરવામાં આવે છે. અર્થાત ગેરમુસ્લિમ સ્ત્રીઓ સામે સખત જરૂરત વગર પોતાના શરીરનો કોઈ અંગ ખોલવો જાઈઝ નથી. અલબત્ત આ મસ્અલામાં ઉલમાનો મતભેદ છે. એટલે મુસ્લિમ સ્ત્રી પોતાનો ચહેરો હાથ

અને પગ સિવાય શરીરના અન્ય અંગો ગેર મુસ્લિમ સ્ત્રી સમક્ષ ન ખોલે.

## ઈલાજ કરાવવામાં પરદાનો પ્રબંધ

માત્ર સામાન્ય સંજોગોમાં જ પરદાની પાબંદી અને તકેદારી જરૂરી નથી, બલ્કે શરઈ દ્રષ્ટીએ દરેક પરિસ્થિતિમાં સ્ત્રી માટે પરદાનો પ્રબંધ જરૂરી છે. અહિંયા સુધી કે જો ઈલાજ અને સારવારની જરૂરત ઉભી થઈ જાય તો એમા પણ યથાશક્તિ પરદો ફર્ઝ છે.

હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઉમ્મે સલમા રદિયલ્લાહુ અન્હાએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પછના લગાડવાની ઈજાઝત માંગી. હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અબૂ તયબહ રદિયલ્લાહુ અન્હુને હુકમ કર્યો કે તેઓ એમને પછના લગાડી દે. આ બનાવ વર્ણવી હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે અબૂ તયબહ રદિયલ્લાહુ અન્હુ દ્વારા પછના લગાડવાનુ કારણ મારા મતાનુસાર એ હતુ કે હઝરત ઉમ્મે સલમા રદિયલ્લાહુ અન્હાના તેઓ દુધ શરીક ભાઈ હતા અથવા નાબાલિગ છોકરા હતા.

નોંધ :- પછના ખૂનની બીમારીઓ માટે ઈલાજનો એક પ્રકાર છે. જેમાં ગરદન અથવા પીઠ અથવા માથાની વચ્ચે જખ્મ કરી ખૂન ખેંચવામાં આવે છે.

આ હદીષથી આ વાત સ્પષ્ટ થાય છે કે સ્ત્રી માટે ઈલાજ અને ઉપચાર ના સમયે પણ પરદાનો ખ્યાલ રાખવો જરૂરી છે. જો ડોકટર સામે પરદા વગર આવવામાં વાંધો ના હોત તો હઝરત

જાબિર રદિયલ્લાહુ અન્હુને એ બતાવવાની જરૂરત ન પડતી કે અબૂ તયબહ રદિયલ્લાહુ અન્હુ ઉમ્મે સલમા રદિયલ્લાહુ અન્હાના દુધ-શરીક ભાઇ અથવા નાબાલિગ છોકરા હતા.

ઇલાજ માટે સ્ત્રીઓએ સૌપ્રથમ કોઇ મુસલમાન સ્ત્રી ડોકટર હોય તો તેની પાસે જવુ જોઇએ. અને જો કોઇ મુસલમાન સ્ત્રી ડોકટર ના હોય તો પોતાના મહરમ પુરૂષો( પિતા, દાદા, નાના, પુત્ર, પૌત્ર, નવાસા, ભાઇ, ભત્રીજા, ભાણા, મામા, કાકા, પતિ, દુધ-શરીકભાઇ, સસરા વિગેરે)માંથી કોઇ ડોકટર હોય તો તેઓથી ઇલાજ કરાવવો જોઇએ. જો કોઇ મુસલમાન સ્ત્રી જે તે રોગના ઇલાજ માટે ના હોય અને એવી જ રીતે મહરમ પુરૂષોમાંથી પણ કોઇ ડોકટર ના હોય તો પહેલા ગેરમુસ્લિમ સ્ત્રી ડોકટરથી ઇલાજ કરાવવામાં આવે અને જો તે પણ ના હોય તો મુસલમાન ડોકટર અને તે પણ ના હોય તો ગેરમુસ્લિમ ડોકટરથી ઇલાજ કરાવી શકાય છે.

ડોકટરને બિમારીની જગ્યા બતાવવા માટે શરીરનો તે જ ભાગ ખોલવામાં આવે જ્યાં બિમારી હોય એના સિવાય બીજો ભાગ ખોલવો દુરૂસ્ત નથી. અને ડોકટર માટે બિમારીની જગ્યા સિવાય કોઇ ભાગને જોવુ કે અડકવુ જાઇઝ નથી. સાથે સાથે આ વાત પણ યાદ રાખવામાં આવે કે જરૂરતના સમયે ડોકટરને બિમારીની જગ્યા બતાવવામાં આવે અને હાજરજનોમાં સગા-સ્નેહીઓ ત્યા મૌજુદ હોય તો તેઓને આ જગ્યા જોવાની ઇજાજત નથી. હા! જો હાજરજનોમાં તેના મહરમ રિશ્તેદારો હોય તો તેઓ તે જગ્યા જોઇ શકે છે જે જગ્યા જોવી શરઇ દ્દષ્ટિએ એમના માટે જાઇઝ હોય.

સર્વ મુસલમાન મા-બહેનોથી ગુઝારિશ છે કે આ પુસ્તિકા વાંચ્યા પછી ભૂતકાળમાં જે કાંઇ થઇ ગયુ તેની ખુદાની સમક્ષ માફી માંગી ભવિષ્ય માટે સંકલ્પ (ઈરાદો) કરે લિબાસ અને પરદા વિશે એવું કાર્ય નહી કરીએ જેનાથી અલ્લાહ તઆલા અને તેના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નારાજ થઇ જાય અને આપણી આખેરત બગડી જાય અને આ વાતનો ખ્યાલ રાખે કે એક દિવસે તો મરવાનુ જ છે અને જે કાંઇ કરીએ છીએ તેનો ખુદાને હિસાબ આપવાનો છે, જો સદ્‌કાર્યો કર્યા હશે તો જન્નત અને બદ્‌કાર્યો કર્યા હશે તો દોઝખ!

અલ્લાહ તઆલા આપણને બધાને અમલ કરવાની તૌફીક આપે અને જયારે મોત લખેલી હોય ત્યારે ઈમાનની સાથે મોત આપે અને વગર હિસાબ કિતાબે જન્નતમાં પ્રવેશ નસીબ ફરમાવે...... આમીન

# લિબાસ

બિસ્મિલ્લાહિ ર્રેહમાનિ ર્રેહીમ

અલ્હમ્દુ લિલ્લાહી વકફા વ સલામુન અલા ઈબાદિહીલ્લઝીનસ્તફા અમ્મા બાદ!

લિબાસ અને પોશાક માનવીની એક મહત્વની જરૂરત છે. અલ્લાહ તઆલાએ માણસને જે બુધ્ધી અર્પણ કરી છે અને તેમા જે શરમનો ગુણ રાખ્યો છે એનો તકાદો છે કે મણસ પોતાના શરીર ને કોઈ વસ્તુ થી છુપાવે. સૌ પ્રથમ માનવી હઝરત આદમ (અલયહિસ્સલામ) અને હઝરત હવ્વા(અલયહસ્સલામ) એ જયારે પ્રતિબંધિત વૃક્ષનું ફળ ખાઈ લીધુ તો તેઓને જન્નતમાંથી નિકળી જવાનો સંદેશ મળ્યો અને જન્નતના કપડા ઉતારી નાંખવામાં આવ્યા તો તેઓ એ પોતાના શરીરને છુપાવવા માટે ઝાડના પાંડદાઓ નો ઉપયોગ કર્યો હતો. હઝરત આદમ(અલયહિસ્સલામ) થી લઈ આપણા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સુધીના બધાજ અંબિયાએ કિરામ(અલયહિસ્સલામ) ની શરીઅતો માં માનવી માટે પોતાનુ શરીર છુપાવવુ ફર્ઝ રહ્યુ છે. આ ફર્ઝ પ્રત્યેક મનુષ્ય પુરૂષ અને સ્ત્રીને આપો આપ લાગુ પડે છે. કોઈ બીજો માણસ જોવા વાળો હોય કે ના હોય, એજ કારણે જો કોઈ માણસ અંધારી રાતે નગ્ન અવસ્થામાં નમાઝ પઢે (સતર છુપાવવા જેટલુ કપડુ તેની પાસે હોવા છતાં) તો તેની નમાઝ દુરુસ્ત નહી થાય હાલાંકે આ માણસને નગ્ન અવસ્થામાં કોઈએ જોયો નથી.

કુર્આન મજીદમાં અલ્લાહ તઆલાએ લિબાસનો ઉલ્લેખ એક નેઅમત તરીકે કર્યો છે. અને એના વિશે સ્પષ્ટ ઈરશાદ ફરમાવ્યો છે કે લિબાસ મનુષ્યના શરીરને છુપાવે છે. અને તેના બદન ના તે અંગો-ઉપાંગોને છુપાવે છે જેમને જાહેર કરવુ કુદરતી રીતે પણ ખરાબ છે. લિબાસ જેવી આ નેઅમતનો ઉપયોગ ન કરી પોતાના શરીરના એ અંગોને જાહેર કરવુ જેમને છુપાવવુ ફર્ઝ છે. શરીઅતમાં એક ગુનાહિત કાર્ય લેખાય છે. અર્થાત આવા અંગોને જાહેર કરવું હરામ છે. અહાદીષમાં નગ્નતા કે અર્ધ નગ્નતાની ભારે નિંદા કરવામાં આવી છે. અને તેની ઉપર સખ્ત વઈદો બયાન કરવામાં આવી છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે નગ્નતાથી બચો કારણ કે તમારી સાથે દરેક સમયે ફરિશ્તાઓ રહે છે. જે તમારાથી કઝાએ હાજત (લેટરીન) અને સંભોગ(સોહબત)ના સમય સિવાય કદાપિ જુદા પડતા નથી તો તમો એમનાથી શરમ-હયા કરતા રહો અને એમનો આદર જાળવતા રહો. (તિરમીઝી)

એક હદીષમાં હુઝુરે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નો ઈરશાદ છે કે હુ આકાશેથી ગબડી ને બે ટુકડા થઈ જઉં એ મને વધારે પસંદ છે આ વાતથી કે હું કોઈનુ સતર જોઉં અથવા કોઈ મારુ સતર જુએ. (મબ્સૂત)

શરીઅતે કોઈ ખાસ લિબાસ નક્કી કર્યો નથી. દરેક વિસ્તાર અને પ્રદેશના લોકોને મોસમ અને હવામાનની દૃષ્ટિએ લિબાસની પસંદગીમાં આઝાદી આપવામાં આવી છે. અલબત્ત લિબાસના સંદર્ભમાં જે મહત્વંત આદાબ સુચવ્યા છે તે આ પ્રમાણે

છે.

**(૧) લિબાસ એવો હોવો જોઇએ જેનાથી સંપૂર્ણ પણે શરીર છુપાઇ જાય.**

**(૨) લિબાસ એવો બારીક (પાર દર્શક) કપડાનો ન હોવો જોઇએ જેનાથી શરીરનો અંદરનો ભાગ દેખાય.**

**(૩) લિબાસ એવો તંગ અને ચુસ્ત ન હોવો જોઇએ જેનાથી બદનનો આરોહ-અવરોહ ઉંચ-નીંચ અને રૂપરંગ મહસૂસ કરી લેવામાં આવે અને લિબાસની ચુસ્તી પરદા અને પવિત્રતાના બદલે બેપર્દગી, નગ્નતા અને શહવત(વાસના)ને ઉશ્કેરવાનું કારણ બની જાય.**

**(૪) પુરૂષો સ્ત્રીઓ જેવા અને સ્ત્રીઓ પુરૂષો જેવા કપડા ન પહેરે.**

હઝરત અબુ હુરૈરા(રદિયલ્લાહુ અન્હુ) હુઝૂરે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે બે પ્રકારના લોકો દોઝખમાં જશે. (૧) તે સત્તાધિશો જેમની પાસે ગાયોના પુંછડા જેવા મોટા અને જાડા કોરડા (હંટરો) હશે તેઓ તેના વડે લોકોને મારતા હશે. (૨) તે સ્ત્રીઓ જેઓ કપડા પહેરીને પણ નગ્ન હશે તેમના માથા અરબી ઉંટના કોહાન(ઢેકા) માફક એક તરફ ઝુકેલા હશે. તે સ્ત્રીઓ પુરૂષોને પોતાની તરફ આકર્ષિત કરે અને પોતે પણ પુરૂષો તરફ આકર્ષિત થાય. આ બે પ્રકારના લોકો ન તો જન્નતમાં દાખલ થશે અને ન તો જન્નતની ખુશ્બૂ પામશે. હાલાં કે જન્નતની ખુશ્બૂ આટલા આટલા (પાંચ સો વર્ષ)ના અંતરે થી પણ મહસૂસ કરી શકાશે. (મુસ્લિમ)

**વિવરણ** : આ હદીષમાં બે પ્રકારના લોકો વિશે વર્ણન કરવામાં આવ્યું છે કે તેઓને દોઝખમાં નાંખવામાં આવશે અને તેઓને

જન્નતની ખુશ્બૂ પણ સુંઘવા નહી મળે.

(૧) એવા સત્તાધિશો અથવા તેમના હાથ નીચે કામ કરનારાઓ જેમની પાસે હંટરો અને ડંડાઓ હોય છે, જેના વડે તેઓ કમજોર લોકોને મારે છે અને તેમની ઉપર જુલમ કરે છે.

(૨) તે સ્ત્રીઓ જેઓ કપડા પહેરવા છતાંય નગ્ન રહે છે હદીષના આ વાક્યના ત્રણ મતલબ છે. (૧) સ્ત્રી એવો લિબાસ પહેરે જેનાથી તેનું આખુ શરીર ના ઢંકાય બલ્કે તેનુ ગળુ, હાથ (અડધી આસ્તીન હોવાના કારણે), પેટ, પીઠ, પીંડીઓ વિગેરે જાહેર થઇ જાય, આવી સ્ત્રી કપડા પહેરવા છતાંય ખુદાની નજરમાં નગ્ન છે. તેને એટલો જ ગુનોહ થશે જેટલો ગુનોહ નગ્ન ફરનારી સ્ત્રીને થાય છે. (૨)સ્ત્રીએ કપડા તો પહેર્યા હોય પરંતુ એવા બારીક (પારદર્શક) કે જેનાથી શરીરનો અંદરનો ભાગ દેખાતો હોય, આવા કપડા પહેરનાર સ્ત્રી કપડા પહેરેલ હોવા છતાં ખુદાની નજરમાં નગ્ન છે. માટે આવા કપડા પહેરવા કે એવી ઓઢણી જેનાથી માથના વાળ દેખાતા હોય શરીઅતની રૂએ હરામ છે.(૩) કપડા તો પહેર્યા હોય પરંતુ એવા તંગ અને ચુસ્ત કે જેનાથી શરીરનો આરોહ-અવરોહ, ઉંચનીચ દેખાઇ આવે અને લિબાસની આ ચુસ્તી પરદા અને પવિત્રતાના બદલે બેપર્દગી, નગ્નતા અને શહવત (વાસના) ઉશ્કેરવાનું કારણ બની જાય.

તેમના માથા અરબી ઉંટોના કોહાન (ઢેકા) માફક એક તરફ હશે.

અર્થાત તે સ્ત્રીઓ પોતાના વાળની ચોટલીઓ પોતાના માથે એવી રીતે બાંધે છે જેવી રીતે ઉંટની કોહાન હોય છે. અથવા

તેઓ પોતાના માથા ઉપર એવી રીતે કપડુ લપેટે છે જેવી રીતે કે ઉંટની કોહાન હોય છે. આ સ્ત્રીઓ પોતાન આ કાર્યો વડે પુરૂષોને પોતાની તરફ આકર્ષિત કરે છે. અને પોતે પણ પુરૂષો તરફ આકર્ષિત થાય છે.

ઉપર જણાવેલ કપડાઓમાંથી કોઇ સ્ત્રી કોઇ પણ જાતના કપડા પહેરશે અથવા ઉપર વર્ણવેલ કાર્યોમાંથી કોઇ પણ કાર્ય કરશે તો તે સ્ત્રી જન્નતમાં જઇ શકશે નહી બલ્કે જન્નતની ખુશ્બુ પણ સુંઘી શકશે નહી. આવી સ્ત્રીઓને દોઝખમાં નાંખી દેવામાં આવશે.

કેટલી સખત વઈદ છે! આજે મુસલમાન માં-બહેનો ગેરમુસ્લિમોની દેખા-દેખી આ પ્રકારના કપડા પહેરી પોતાની આખેરતને બગાડે છે. અને પોતાના માટે પોતેજ દોઝખમાં જવાનો સામાન તૈયાર કરે છે. ખુદાના વાસ્તે આવા કપડા પહેરી પોતાની આખેરતને બરબાદ ના કરો. અને આવા કપડા પહેરવાથી પોતાને બચાવો. અલ્લાહ તઆલા સર્વ મુસલમાન સ્ત્રીઓને આવા કપડા પહેરવાથી બચાવે. (આમીન)

એક હદીષમાં હઝરત દિહ્યા કલ્બી રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે એક વાર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે મિસરનું બનેલુ અને કિતાબી નામે ઓળખાતુ એક બારીક કાપડ આવ્યુ તો હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એમાંથી એક ટુકડો મને આપ્યો અને ફરમાવ્યું કે એનો એક ભાગ ફાડીને પોતાનો કુર્તો બનાવી લો અને એક ભાગ પોતાની પત્નિને ઓઢણી બનાવવા માટે આપી દો. પરંતુ તેમને કહી દો કે તેની નીચે બીજું એક કાપડ(અસ્તર) લગાવી લે જેથી શરીરનો આકાર અંદરથી દેખાય

નહી. (અબુ દાઉદ)

એક વાર હઝરત આઈશા રદિયલ્લાહ અન્હાની સેવામાં તેમની ભત્રીજી હફસા બિન્તે અબ્દુર્રહમાન આવ્યા તે સમયે હઝરત હફસાએ બારીક ઓઢણી ઓઢી હતી. હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાએ તે ઓઢણી લઈને ફાડી નાંખી અને પોતાની પાસેથી એક જાડી અથવા ઘટ્ટ ઓઢણી ઓઢવા માટે આપી દીધી. (મુઅત્તા)

એક હદીષમાં છે કે એક વાર બનૂતમીમ કબીલાની અમૂક સ્ત્રીઓ હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાની સેવામાં આવી. તેમણે તે સમયે બારીક લિબાસ પહેરેલો હતો આ લિબાસ નિહાળી હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાએ ફરમાવ્યું જો તમો મુસલમાન છો તો મુસલમાન સ્ત્રીઓનો આ લિબાસ નથી અને જો તમો મુસલમાન નથી તો પછી જેમ ચાહો તેમ મોજ-મઝા કરો. (કુર્તુબી)

આ ત્રણેય ઘટનાઓથી આ વાત સ્પષ્ટ થાય છે કે બારીક કાપડ પહેરવુ જેનાથી શરીરનો અંદરનો ભાગ દેખાય જાઈઝ નથી. હરામ અને ગુનાહને પાત્ર કાર્ય છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે મારી ઉમ્મતના અંતિમયુગમાં એવી સ્ત્રીઓ હશે જે કપડા પહેરીને પણ નગ્ન હશે. તેમના માથા અરબી ઉંટોની કોહાન સમાન હશે (તેમને જુઓ તો) એમના ઉપર લાનતની બદ્દુઆ કરો અને તેમની ઉપર ફિટકાર વરસાવો કારણ કે તેઓ અલ્લાહ તઆલાની રહમતથી મહરૂમ હશે. (અબુ દાઉદ)

આ હદીષમાં પણ કેટલી સખત વઈદનું વર્ણન કરવામાં આવ્યું છે કે આવી સ્ત્રીઓ ઉપર લાનત અને ફિટકાર વરસાવવાનો હુકમ કરવામાં આવ્યો છે. લાનત કેટલી ખતરનાક વસ્તુ છે તેનો ઉલ્લેખ આગળ કરવામાં આવશે.

## લિબાસમાં પુરૂષોની મુશાબહત (ઢબ) અપનાવવી

અલ્લાહ તઆલાએ પુરૂષો અને સ્ત્રીઓને અલગ અલગ વિશેષતાઓ અર્પણ કરી છે. અને બંનેને પોત-પોતાની વિશેષતાઓને જાળવી રાખવાનો હુકમ કર્યો છે. માટે પુરૂષો પોતાની વિશેષતાઓને જાળવી રાખે સ્ત્રીઓની વિશેષતા કે ઢબ ને અપનાવવાના પ્રયાસો ન કરે અને સ્ત્રીઓ પણ પોતાની વિશેષતાઓને જાળવી રાખે. પુરૂષોની વિશેષતા કે ઢબ અપનાવવાના પ્રયાસો ન કરે. અહાદીષમાં હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ વાતની સખત તાકીદ ફરમાવી છે કે કોઈ સ્ત્રી પુરૂષની ઢબ (મુશાબહત) ના અપનાવે. અને કોઈ પુરૂષ સ્ત્રીની મુશાબહત ન અપનાવે. આ કાર્યને લાનતને પાત્ર કાર્ય ઠેરાવી દીધું છે. અત્રે અમુક અહાદીષોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

ઈબ્ને અબી મુલયકહનું બયાન છે કે હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી કોઈએ અરજ કરી કે એક મહીલા પુરૂષ જેવા બુટ પહેરે છે. હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાએ ફરમાવ્યું અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એવી સ્ત્રી પર લાનત ફરમાવી છે. જે પુરૂષોની રીતભાત અપનાવે છે. (અબુ દાઉદ)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુથી રીવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે ત્રણ વ્યક્તિઓ જન્નતમાં જઈ નહી શકે. (૧) માં-બાપની નાફરમાની કરનાર (૨) દય્યુસ (૩) પુરૂષની રીતભાત આપનાવનાર સ્ત્રી. (બયહકી)

વિવરણ:- આ હદીષમાં ત્રણ પ્રકારના વ્યક્તિઓ વિશે વર્ણન કરવામાં આવ્યુ છે. કે તેઓને જન્નતમાં પ્રવેશ આપવામાં આવશે નહી. (૧) માં-બાપની નાફરમાની કરનાર. (૨) દય્યુસ, દય્યુસ તે માણસને કહેવામાં આવે છે જે પોતાની રિશ્તેદાર સ્ત્રીઓને પારકા પુરૂષો સાથે વાત કરતા અથવા આડા-અવળા સંબંધો બાંધતા અને હંસી મજાક કરતા જુએ તો પણ તેઓને રોકે નહી. (૩) તે સ્ત્રી જે પુરૂષની રીતભાત અપનાવે.

કેટલી સખ્ત વઈદ છે તે સ્ત્રી માટે જે પુરૂષોની રીતભાત અપનાવે છે?

હઝરત અબુ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સમક્ષ એક હિજડાને રજુ કરવામાં આવ્યો જેણે પોતાના હાથે અને પગે મહેંદી મુકેલી હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પુછ્યુ આ માણસની કેવી હાલત છે? લોકોએ કહ્યું કે આ માણસ સ્ત્રીઓની મુશાબહત (ઢબ) અપનાવે છે.આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેના વિશે હુકમ ફરમાવ્યો કે આ માણસને મદીનાથી 'નકીઅ્' સ્થળે તડીપાર કરી દેવામાં આવે. (અબુ દાઊદ)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એવા પુરૂષો ઉપર

લાનત ફરમાવી છે જે સ્ત્રીઓની શકલ-સૂરત અપનાવી હિજડા બની જાય છે. અને તે સ્ત્રીઓ ઉપર લાનત ફરમાવી છે જે પુરૂષોની ઢબ અપનાવે છે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો એમને (હિજડાઓને) પોતાના ઘરોમાંથી બહાર કાઢી મુકો. (બુખારી)

## લાનતનો અર્થ:

લાનતનો અર્થ અલ્લાહ તઆલાની રહમતથી દૂર નો થાય છે. લોકો આ શબ્દને ખુબજ મામૂલી સમજે છે. હાલાં કે આ શબ્દ ખતરનાક છે. જે માણસ ઉપર અલ્લાહની લાનત થઈ હોય અને તે માણસે અલ્લાહથી માફી ના માંગી હોય તો તે માણસ જન્નતમાં પ્રવેશી શકશે નહી. કારણ કે જન્નત તો અલ્લાહ તઆલાની રહમતની જગ્યા છે. અને લાનતમાં બદ્દુઆ છે કે આ માણસ અલ્લાહની રહમતથી દૂર થઈ જાય છે. લાનત કેટલો ખતરનાક શબ્દ છે એનો અંદાજો આ વાતથી પણ થાય છે કે એક વખત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સહાબા સાથે ચાલી રહ્યા હતા. એક સહાબીનો ઉંટ થાકી ગયો અને ચાલવાનું બંધ કરી દીધું તે સહાબી રદિયલ્લાહુ અન્હુને ગુસ્સો આવ્યો અને તેઓની ઝબાનથી નિકળી ગયુ ચાલ! તારા ઉપર ખુદાની લાનત! આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જ્યારે આ વાક્ય સાંભળ્યુ તો ફરમાવ્યું આ ઉંટને અમારા કાફલાથી અલગ કરી દો. કેમ કે આ ઉંટ પર ખુદાની લાનત કરવામાં આવી, અમો અમારી સાથે એવી વસ્તુ રાખી શકતા નથી જેની ઉપર ખુદાની લાનત કરવામાં આવી હોય કારણ કે જ્યાં લાનત થાય છે ત્યાં ખુદાની રહમત વરસતી નથી.

ઉપર વર્ણવેલ હદીષોથી સ્પષ્ટ થાય છે કે આપણા પ્યારા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આ વાતથી ઘણી જ નફરત હતી કે કોઇ સ્ત્રી પુરૂષો જેવો પોશાક પરિધાન કરે અથવા કોઇ પણ રીતે પુરૂષ પણ ગ્રહણ કરે, અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ વાતથી પણ નફરત હતી કે કોઇ પુરૂષ સ્ત્રીઓ જેવી ઢબ અપનાવે આ નફરતના કારણે જ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ખુદાના હુકમથી આ પ્રકારના પુરૂષો અને સ્ત્રીઓ ઉપર લાનતની બદદુઆ કરી.

વાસ્તવમાં બુદ્ધિનો તકાદો પણ એ છે કે પુરૂષ પુરૂષ બનીને રહે અને સ્ત્રી સ્ત્રી બનીને રહે. બન્ને માંથી કોઇ બીજાની રીતભાત ન અપનાવે. આજ કાલ લોકો રસૂલે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના માર્ગદર્શનને નઝર સમક્ષ રાખતા નથી બલ્કે યુરોપ અને અમેરીકાના કાફિરો તથા અભિનેતાઓ અને અભિનેત્રીઓની ચાલ-ચલગત ધારણ કરે છે. તેમજ એમના તરફથી જે લિબાસ, વેશભુષો અને રીતભાત મળે છે તેમ ને જ અપનાવવામાં પોતાનું ગૌરવ સમજે છે. ભલે તે લિબાસ અને રીતભાત અલ્લાહ તઆલાની નજીક લાનત ફિટકાર અને રહમતથી દુરી નું કારણ બને. અલ્લાહ તઆલા સર્વ મુસલમાનોને સાચી સમજ આપે અને પોતાના પ્યારા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના માર્ગદર્શનને અનુસરવાની તૌફીક અતા ફરમાવે. જેમા સંપૂર્ણ પણે આપણો જ લાભ છે. કારણ કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ આપણને એવાજ કાર્યો કરવાના હુકમો આપ્યા છે જેમા આપણી દુન્યા અને આખેરતમાં ભલાઇ છે.

# સ્ત્રી અને ડ્રાઈવીંગ

શરીઅતનો કાનુન છે કે જે કાર્ય ખરાબ અને હરામ કૃત્યો તરફ પ્રેરિત કરે છે તે કાર્ય ને પણ હરામ કરી દેવામાં આવે છે. જેવી રીતે ઝિના હરામ છે. તેના અનુસંધાનમાં ઝિના તરફ લઈ જનાર વધાજ કાર્યો હરામ કરી દેવામાં આવ્યા છે. દાખલા તરીકે બદ્ નઝરી એટલે પુરૂષોનું સ્ત્રીઓને ખરાબ નજરે જોવુ અથવા સ્ત્રીઓનું પુરૂષોને ખરાબ નજરે જોવું, ના મહરમો સાથે વાત ચીત કરવી અને ઘરેથી બહાર વગર પરદાએ નિકળવું આ બધા જ કાર્યો સ્ત્રીને ઝિના તરફ લઈ જનાર છે એટલા માટે આ કાર્યોને શરીઅતમાં હરામ કરી દેવામાં આવ્યા.

સ્ત્રીને ઝિના તરફ લઈ જનાર અને સામાજિક પવિત્રતાની છબી બગાડનાર એક કૃત્ય સ્ત્રીનું સવારી (કોઈ પણ ગાડી) પર શહેરમાં ફરવુ છે. સ્ત્રીની ડ્રાઈવીંગમાં ઘણી બધી ખરાબીઓ છે. અને તેનાથી જાત જાતના ફિત્નાઓ ઉત્પન્ન થઈ શકે છે. સૌથી પહેલા ગાડીઓ ચલાવવાની શોખીન સ્ત્રી જરૂરત વગર પણ ઘરેથી બહાર નિકળી પડે છે. હાલાં કે કુર્આન અને હદીષમાં સ્ત્રીને પોતાના ઘરમાં ટકી રહેવાનો આદેશ આપવામાં આવ્યો છે. અમુક ખરાબીઓનું વર્ણન આગળ કરવામાં આવશે.

બીજી વાત આ છે કે સ્ત્રીની ડ્રાઈવીંગને કિયામતની નિશાનીઓમાં બતાવવામાં આવી છે. અને કિયામતની નિશાનીઓ પોતાનાથી પ્રસ્તુત ન થાય તેનો ખ્યાલ રાખવો અત્યંત જરૂરી છે. જેવી રીતે કોઈ માણસ કયાંક ભયની નિશાની

જોવે છે તો પોતાને બચાવવાના પ્રયાસો કરે છે. હઝરત અબુ હુરૈરા(રદીયલ્લાહ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ઈરશાદ ફરમાવ્યો કે તે ઝાત(અલ્લાહ તઆલા)ની કસમ જેના કબ્જામાં મારી જાન છે દુનિયા ત્યાર સુધી ખતમ નહી થાય જયાર સુધી કે દુનિયામાં જમીન ધસી જવાના, માનવીઓના ચ્હેરા વાંદરા અને સુવ્વરની શકલ માં બદલાઈ જવાના અને આસ્માનથી પથ્થરોની વર્ષો થવાના બનાવો ન બની જાય. હઝરત અબુ હુરૈરા(રદીયલ્લાહ અન્હુ) ફરમાવે છે કે મે અરજ કરી મારા મા-બાપ આપ કુરબાન યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)આ ઘટનાઓ કયારે ઘટશે? આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે જયારે તમે જુઓ કે સ્ત્રીઓ સવારી પર આવી જશે અને ગાવા વાળી સ્ત્રીઓની સંખ્યા વધી જશે અને લોકો જુઠી ગવાહી આપવાનું શરૂ કરી દેશે.....ત્યારે આ ઘટનાઓ ઘટશે. (તરતીબુલ અમાલીલ ખમીસીય્યહ : ભાગ-૨, પેજ-૩૫૭, હદીષ નં. ૨૭૪૧)

કેટલી સખત વઈદ છે કે જયારે સ્ત્રીઓ સવારી ચલાવવા પર આવી જશે તો જમીનમાં ઘસી જવાના, માનવીઓના ચ્હેરા વાંદરા અને સુવ્વરની શકલમાં બદલાઈ જવાના અને આસ્માનથી પથ્થરોની વર્ષાના બનાવો બનવા લાગશે, માટે આ કાર્યથી બચવુ ખુબજ જરૂરી છે.

## ★ સ્ત્રીઓની ડ્રાઈવીંગ કરવાની ખરાબીઓ

(૧) પરદાનું છોડવુ:- સવારી ચલાવવામાં સ્ત્રીને પોતાનો ચહેરો ખોલવો પડે છે અને ચહેરાને ખોલવુ એ ફિત્ના ફસાદ અને પુરૂષને આકર્ષવાનુ કારણ બને છે. અને જો સ્ત્રી પરદાની સાથે સવારી ચલાવે

તો પણ પુરૂષોને આકર્ષવાનુ કારણ બને છે. કારણ કે સ્ત્રીનું સ્ટેરીંગ પર બેસવુ જ ફિત્ના ફસાદનું કારણ બને છે.

(૨) સવારી ચલાવવાની ખરાબીઓમાંથી એક ખરાબી આ પણ છે કે સવારી ચલાવનાર સ્ત્રીમાં થી હયા-શરમ ખત્મ થઈ જાય છે. અને તે બેહયા-બેશરમ બની જાય છે. હાલાકે હયા અને શરમ ઈમાનનો એક અગત્યનો ભાગ છે.

(૩) સવારી ચલાવવાનો શોખ સ્ત્રીને વગર જરૂરતે પણ ઘરેથી બહાર લઈ જશે હાલાકે કુર્આન અને હદીષમાં સ્ત્રીને ઘરમાં ટકી રહેવાનો આદેશ આપવામાં આવે છે. સવારી ચલાવવાની લીધે આ અગત્યના આદેશનું ઉલંઘન થશે.

(૪) સવારી ચલાવવાના કારણે સ્ત્રી બિલ્કુલ આઝાદ થઈ જાય છે. અને જ્યારે જ્યાં ઈચ્છે છે ત્યારે ત્યાં ચાલ્યી જાય છે.

(૫) સ્ત્રીનું સવારી ચલાવવુ ઘણી જગ્યાએ ફસાદનું કારણ બની શકે છે. રસ્તામાં ટ્રાફીક સિગ્નલ ઉપર ઉભા રહેતા સમયે, પેટ્રોલ પંપ ઉપર, ચેકીંગ પોઈન્ટ પર, જ્યારે ટ્રાફીક કાનુનનું ઉલંઘન કરે અને પોલીસ તેને રોકી લે, સવારીમાં હવા ભરાવતી સમયે, રસ્તામાં ગાડી ખરાબ થઈ જાય તો સ્ત્રીને ગાડી રીપેર કરવા માટે કોઈ મદદગારની જરૂરત પડશે તે સમયે તેની કેવી દુર્દશા થાય છે તે બધા જાણે છે.આ તકનો લાભ લઈ કોઈ માણસ તેની ઈઝ્ઝત ઉપર હાથ પણ નાંખી શકે છે.

ઉપરોકત કારણોને લઈ શરીઅત સ્ત્રીને સવારી ચલાવવાની ઈજાજત આપતી નથી માટે આ કૃત્યથી પોતાને બચાવવુ અત્યંત જરૂરી છે. અલ્લાહ તઆલા અમલ કરવાની તોફીક આપે. (આમીન)

# આધાર સ્તંભ પુસ્તકો

(૧) પરદા કી શરઇ હૈસિયત (ઉર્દૂ) - હઝરત મૌલાના અશરફ અલી થાનવી (રહ)

(૨) શરઇ પરદા (ઉર્દૂ) - હઝરત મૌલાના કારી તૈયબ કાસ્મી સા. (રહ)

(૩) ખ્વાતીન કે શરઇ મસાઇલ (ઉર્દૂ)- મૌલાના સુલ્તાન મુનવ્વર સા.

(૪) જદીદ જિન્સીયાત વ ઝેબાઇશ (ઉર્દૂ) - મૌલાના અબ્દુલ માબૂદ સા.

(૫) હિજાબ - શરઇ અહકામ (ઉર્દૂ) - હઝરત મૌલાના ઇસ્માઇલ મેમણ સા.

(૬) ખ્વાતીન કા પરદા (ઉર્દૂ) - હઝરત મુફતી અ.રઉફ સખખરવી સા.

# સંપાદકના અન્ય પુસ્તકો

(૧) **હમ ઈલ્મે હદીષ કૈસે પળ્હેં? (ઉર્દૂ)**
(ફક્ત ઉલમા ઔર તલબા કે લીયે)
**મેળવવાનું સ્થળ :**
ઈદારએ સિદ્દીક ડાભેલ : મો.નં.૯૯૧૩૩૧૯૧૯૦
મકતબએ હરમ અમદાવાદ : મો.નં. ૮૪૦૧૧૦૭૧૪૨
પંજાબી કિતાબ ઘર ગોધરા. : મો.નં. ૯૯૦૪૨૭૨૨૭૪

(૨) **હઝરત ઈસા અલયહિસ્સલામ હઝરત ઈમામ મહદી રદિ. અને દજ્જાલ**
**મેળવવાનું સ્થળ :**
પંજાબી કિતાબ ઘર ગોધરા. : મો.નં. ૯૯૦૪૨૭૨૨૭૪
મકતબએ હરમ અમદાવાદ : મો.નં. ૮૪૦૧૧૦૭૧૪૨
હબીબ બુક હાઉસ અમદવાદ: મો.નં. ૯૨૭૪૮૪૨૫૩૭
ફલાહ કેપ હાઉસ ગોધરા. મો.નં.
સહારા બુક હાઉસ ગોધરા. મો.નં. ૮૪૮૭૮૬૧૬૩૦

**નોંધ:-** ઉપરોક્ત બંને પુસ્તકો જે કોઈ મુસલમાન ભાઈ મર્હૂમીનના ઈસાલે સવાબ માટે છપાવી વિના મુલ્યે વહેંચવા માંગતા હોય તેઓ સંપાદકનો સંપર્ક કરે. મો.નં.૭૬૯૮૩ ૬૪૬૨૧

(૩) **જાદુ અને જ્યોતિષી**
મેળવવા માટે : મો.નં.૭૬૯૮૩ ૬૪૬૨૧

(૪) **પરદો અને લિબાસ**
મેળવવા માટે : મો.નં.૭૬૯૮૩ ૬૪૬૨૧